૪૪૩૯

# महेताजी अने तलाटीनो संवाद.

बनावनार.

ભટ. મહાસુખરામ નરસિંહરામ

મોજે સોઢર.

તાલુકે જમ્બુસરની સ. ગુ. નિ. નો

મહેતાજી.



નડીઆદ "સત્યસાગર" પ્રેસ.

સંવત ૧૯૪૬—સને ૧૮૯૦

मूल्य रु ०-२-०

# અર્પણ પત્રિકા.

---

**રાજ્યમાન રાજેશ્રી સોમેશ્વર નારણજી વકીલ**

આપ સાહેબ હાલના સમયે કપડવણજની મોઢ બ્રાહ્મણની જ્ઞાતીમાં શ્રેષ્ટ પંક્તિએ ગણાઓછો, તેમજ ડાહ્યપણ-વિવેક-સુલક્ષણ-સન્મતીએ અહોનીશ અનુસરી, સ્વજ્ઞાતીની સંતતીને સુધારવાની જે જે કોશીશ કરી છે-કરોછો ને કરશો; વળી મારી મનોવૃત્તિ સુધારવાને, તથા મારા શુભ કાર્યમાં મારૂં મન ઉસ્કેરવાને આપની તરફથી જે જે સદ્વિચાર દર્શાવ્યા છે, તે હેતુથી આ મારી લઘુ પોથી સ્નેહ પૂર્વક આપની આજ્ઞાવડે આપનેજ અર્પણ કરી છે.

**લી. આપની સ્વજ્ઞાતીનો સેવક**

**મહાસુખરામ નરસિંહરામ ભટ.**



# ઇશ્વર સ્તુતી.

## છપ્પા.

માયા મોટી ગહેશ, સદા ભાસે સુખધાગી,
રાખો મુજપર મ્હેર, વીનવું મસ્તક નાગી;
ગુણવંતા ગોવિંદ, ગાઉં નહી ગુણ તમારા,
રૂડું ન કીધું કામ, અતિ અવગુણ છે મારા;
લલચાયો હું ભવ જાળમાં, તો પણ વામો દુઃખરે,
ભુલા ખેરા મુક માનવી, સૌ જન પામે સુખરે. 1

ભાળો છો ભગવાન, ભલાં ભુંડા કૃત મારાં,
ઇચ્છા ધારી ઈશ, સફળ કર કામો સારાં;
હરજો હરી હરદમ, શરીરના શત્રુ મોટા,
રટવા નહિં દે રામ, વિચાર કરાવે ખોટા;
જીવું જગમાં હું તુજવડે, અવિનાશી અશરણ શરણ,
વંદુ વિધાતા દેવ હું, સચરાચર ધરણી ધરણ. 2

નટ નાગર નિશ દીન, ધરૂં નિષ્ઠા હું તમારી,
નાથ નિરંજન નિત્ય, કરૂં શુભ સેવા તારી;
પ્રભુ વર પાળો પુત્ર, સદા સુખદાયક સ્વાગી,
તારો ત્રિભુવન તાત, નિયંતા અવિચળ ધાગી;
પરમ પ્રતાપી પુનીત છો, પ્રદિપ્ત હોય પરમેશ્વરા,
વ્હાલા ભક્તો બહુ ભૂધરા, વિશ્વપતિ વિશ્વેશ્વરા. 3

દેજો દુઃખ હરનાર, વિભૂ વિધાતુ પ્રતાપી,

મહોદધી ગુણ સાર, જીભે જપ ગાળ ન જાપી;
નેન નિરખવા નાથ, શ્રવણ કથા શુભ સુણવા,
આપ્યા છે બે હાથ, સદા શુભ કૃત્યજ કરવા;
મન ટાઢું ઉનું તન વડે, પ્રગટ કરેછે પ્રથમમાં,
તિખું તુરૂં તો જીભથી, નાક સુગંધના કર્મમાં. ૪

પ્રગટ કર્યું તેં જગત, શશિ દીનકર ને તારા,
ગણે ગણાતા નથી, ગુણીજન ગુણ તમારા;
ટળજો તનનાં તાપ, વદું છું વીનતી વાણી,
થજો થજો મુજ સહાય, સદા હું સેવક જાણી;
ઇચ્છે જો જન અંતર વિષે, ગુણ ગણવા તારા હરી,
છેડો ન આવે કોઇ દીન, મથે ગાણુ કુટી મરી. ૫

## માલિનીવૃત.

૫ ૪ ૮ ૧
શ્રુત જુગ નિધિ આત્મા, વર્ષ આ આવિયુંરે.
નવલ વરસ આજે, મુજને ભાવિયુંરે;
જય પ્રભુ જયકારી, સર્વે લોકો ઉંમંગે,
ગણિ સહુ કરશેરે, પ્રાર્થના આ પ્રસંગે. ૧

જય જય પ્રભુ કાપો, સર્વના કુવિચારો,
ઝટ ઝટ ઝટ જેથી, થાય સારો સુધારો;
જય જય સુખદાતા, મૂળ કંકાસનું રે,
ત્રિભુવન પતિ ટાળો, સર્વદા સર્વનું રે. ૨
નવિન વરસમાંરે, જગત કર્તાર સ્વામી,

ક્રિમતિ શુભ કળાઓ, આપજો સર્વ ગાગી;
વિનયથિ સહુ પ્રીતે, શુભ વિદ્યા વધારે,
જય પ્રભુ મતિ એવી, આપ તું આજ મારે. ૩

શ્રિ ભરત ભુમિ કેરૂં, માન વિશ્વે વધારો,
રિધ સિધ સુખ ભારી, આપ ઉદ્યોગ સારો;
વળી પ્રભુ હિતકારી, વ્હેમ નાંખો વિદારી,
કુમતિ કુજન કેરી, કાપ ચોરીજ જારી. ૪

વળિ સરલ વિચારો, પ્રેર જો પ્રાણધાર,
જગત પતિજ સ્થાપો, સંપ સુબોધ સાર;
નમિ નમિ કહું છુંરે, અર્જ મ્હારી સ્વિકારો.
જય જય જગ બંધુ, દાસ છું હું તમારો. ૫

## શાર્દુલ વિક્રીડીત છંદ.

માતા બોદર પાદરે વડ ગળે, દીસે રૂડો ઠાગરે,
વે'રૈ વા'ર કરો સદા શિશુ ગણી, જેથી જીવે ગાગરે;
એવું હું વરદાન મા હરખથી. આવી સદા માગુંરે,
માતા જગત તણી તને નિશદિને, પ્રીતે પગે લાગુંરે.

# मेहताजी अने तलाटीनो संवाद.

---

આ વાત બનાવવાનો હેતુ શો? આ વાત લખવાનો હેતુ એછે જે હાલમાં આપણી આર્ય પ્રજાના શુભ ભાગ્યથી, આપણી માયાળુ મહારાણીશ્રીએ, આર્ય ભૂમિમાં વિદ્યાનો વધારો કરવાને, તથા પરોપકારી સાર્વજનિક કામો કરવાને, જમીનની વિઘોટી ઉપર દર રૂપિએ એક આનો વધુ લેવાનો ઠરાવ કરી લોકલફંડ ખાતું સ્થાપન કરેલું છે. એ ખાતાની ઉપજમાંથી એક ભાગ ( એટલે એક આને ચાર પાઈ ) નવી નિશાળો સ્થાપન કરવી, તથા સ્થાપન થએલી નિશાળોનું ખર્ચ પૂરું કરવા માટે કાઢેલો છે. અને બાકીના બે ભાગ લોકોપયોગી કાર્યો કરવામાં વાપરવાનો ઠરાવ છે.

હવે આવી રીતે આપણી માયાળુ સરકારની મહેનત છતાં દેશમાં વિદ્યાનો વધારો થતો નથી. અથવા થાયછે તો તેનો સારો ઉપયોગ થતો નથી. તેનું શું કારણ હશે? તેનું કારણ એજ કે દેશમાં વિદ્યાનો વધારો થાયછે ખરો, પરંતુ તેની સાથે સુનીતિનું પરિણામ વધતું જણાતું નથી. માટેજ દેશમાં ઠામ ઠામ, ગામે ગામ, નાત જાતમાં—કુટુંબ કબીલામાં—ભાઈ ભાંડુમાં ધણી ધણીઆણીમાં—તથા આડોશી પાડોશી વગેરેમાં કુસંપ જોરથી વધી પડેછે.

હવે કુસંપથી અદેખાઈ પ્રાપ્ત થાયછે. પછી અદેખાઈને લીધે એક બીજાના સુખમાં વધારો થાતો નહીં ઇચ્છતાં સુખનો નાશ થવાને પ્રયત્ન કરેછે. કોઇ આગ મૂકેછે અથવા કોઈ આગ મુકાવેછે.

કોઈ ચોરી કરેછે યા કોઇ ખૂન કરેછે અગર કરાવેછે; કોઇ નાત જાતમાં સામાનું અપમાન કરેછે. એ વગેરે ઘણી પ્રકારની પીડા દેવાને મહેનત લેછે; પણ એમ પીડા દેનારાઓ પોતાના મનમાં જરા આચકો ખાતા નથી કે આમ કરવાથી મને શો ફાયદો છે? શું! આમ કરવાથી મારા દુ:ખનો સમુળગો નાશ થશે? શું આવી રીતે સામાને દુ:ખ દીધાથી મને અત્યત સુખની પ્રાપ્તી થશે? તેનો જરાપણ વિચાર કરતા નથી, હાલ તો આપણા લોકના મનની સ્થિતિ એવી થએલી છેકે "પોતાનું દુ:ખ જોઈ દાઝવું અને સામાનું સુખ જોઇ શોક કરવો" વળી એમ છત બાળી પડી નહીં રહેતાં, તથા પોતાના દુ:ખને દુર કરવાનો માર્ગ નહીં શોધતાં સામા માણસના સુખનો સમુળગો નાશ કરવાને ઘણી ઘણી તરેહથી પ્રયત્ન રચેછે.

આમ થવાનું કારણ ખરેખરી ખુલી રીતે એજ દીસી આવેછે કે લોકોમાં સુનીતિનું બીજ રોપાએલું નથી, અને જેઓમાં સુનિતિનું બીજ રોપાએલું છે, તેઓના મનમાં વડનાં મુળીઆની પેઠે સુનીતિનાં મુળીઆં સજડ ચોટી ગયાં નથી. એટલે જેમ ભોંયમાં નહીં ચોટેલા મુળવાળા ઝાડને જરા હલાવીએ અથવા જોરથી પવન આવેતો ઝટ દેઇને તે પોતાની જગો છોડી બીજાની પાસેની ગતીશી જવાઇ શકે ત્યાં જાયછે. તેવીજ રીતે જેઓના મનમાં સુનીતિનાં મુળીઆં સજડ ચોટેલાં નથી; તેઓની પાસેથી સુનીતિનું ઝાડ વેગાસર ઉખડી જવાનો સંભવ રહેછે. એટલે તે સુનીતિ રૂપી વૃક્ષને જેવાં સુન્દર રૂપી ફળ થવાને લાગેલાં હોયછે, તે ફળની પ્રાપ્તી થતી નથી.

આપણામાં "કહેવત છે" સતી શાપ દે નહીં અને દેતો તે કદી અફળ જાય નહીં. તેવીજ રીતે જે લોકો હાલમાં વિદ્યા સંપાદન કરવાને ચહાતા નથી તેઓ કોઇ કાળે પણ સુનીતિને સંપાદન કરવા ચહાશે નહીં. અને જો ચહાશે તો સંપાદન કરેલી સુનીતિને વિસારી દેશે નહીં. જેમ હિંદુશાસ્ત્રમાં પ્રખ્યાત પામેલી સતી સ્ત્રી, જે નલ રાજાની રાણી દમયંતી, તેણે કલીયુગના દીધેલા દુઃખથી કંટાળી છેવટે પોતાની માશી ઈંદુમતીએ હારની ચોરી માથે મૂકી, તે વખતે શાપ દીધા વગર રહી નહીં, અને તેજ વખતે તેનો દીધેલો શાપ ફળીભૂત થયા વગર રહ્યો નહીં તેવી રીતે આપણી જે પ્રજા વિદ્યા તથા સુનીતિને ઈચ્છતી ન હોય, તેમને વારંવાર વિદ્યા તથા સુનીતિ મેળવવાનો બોધ કરવો. ભાઇઓ, વારંવાર બોધ કરવામાં કંટાળશો નહીં. છેવટે સારી મહેનતનું ફળ સારૂંજ નીકળશે. કેળ અથવા કેવડાના વૃક્ષમાંથી કોચ થશે એવું કદાપિ કળી શકાયજ નહીં; તેમજ સારી મહેનતમાંથી ખોટું ફળ નીકળે એવી ધારણા રાખવીજ નહીં.

હવે ખરેખરૂં ખોટું ફળ નહીં નીકળે એમ તો કહેવાયજ નહીં. કારણ કે વિદ્યા–સુનીતિને નહીં ઇચ્છનારા ઘણું કરીને ગરીબ લોકો હોય છે. અને તેમને તે વાત નહીં પસંદ કરવાનું કારણ એમ જણાય છે કે તેમને પોતાના પેટનું પોષણ કરવાને નિરંતર ફિકર રહે છે. અને જેઓ શ્રીમંત તથા સાધારણ સ્થીતિના લોકો છે તેમને ઘણું કરીને આવતી કાલે શું ખાઈશું? તે વાતની ફિકર હોતી નથી. તેમને તો એવી ફિકર હોય છે કે મહિના પછી ફલાણી ચીજ જોઇશું તે ક્યાંથી લાવીશું? આ વરસ છોકરા છોકરી

પરણાવવાં છે તેનો ખરચ ક્યાંથી કાઢીશું? ઘરમાં બાઈડી ઘરેણાં માટે કંકાસ કરેછે તે ક્યાંથી કરાવીશું ? છોકરાં સારાં સારાં લુગડાં માગેછે તે ક્યાંથી લાવીશું? વખતે ડોસા ડોસી મરી જશે તો તેનો ખર્ચ ક્યાંથી કાઢીશું ? જેઓના ઘરમાં પુષ્કળ પૈસા છે અને તેને વાપરનાર પોતાની પાછળ પોતાનો પુત્ર નહીં હોય તો તેને સદાકાળ એમ ફિકર થશે કે મારી આ પુંજી કોણ વાપરશે ? મારી પાછળ " ઓ મારા બાપારે " એમ કહી મોટી પોક કોણ મુકશે ! મારી પાછળ મ્હારૂં અગીઆરમું કોણ સરાવશે ? મારાં ઘરબાર કોણ વાપરશે ? એવી રીતે ઘણા પ્રકારની ફિકર કર્યાં કરશે. પણ કોઈ એમ ફિકર નહીં કરે કે કાલે સવારે પેટને માટે શેર અનાજ જોઈશું તે ક્યાંથી લાવીશું ? એ ફિકર તો છેક ગરીબ સ્થીતિના લોકોનેજ હોય છે. અને તેથી બિચારાઓ એટલી મહેનત કરે છે કે ઉંઘવાને પણ વખત મળતો નથી. વળી કેટલાક લોકોને તો મહેનત કરતાં પણ મળતી નથી. ત્યારે એવા લોકો તે શી રીતે વિદ્યા તથા સુનીતિ શીખે ? વળી એ ચીજ એવી નથી કે જેનામાં તે હોય, તે પોતાની પાછળ વારસામાં સોંપતો જાય. અથવા સદાવ્રતની પેઠે તેનું સદાવ્રત ચલાવે. અથવા ચકલે ચકલે—ઘેરઘેર—"લોરે વિદ્યા તથા સુનીતિ." એમ કહી વેચવા નીકળે. એ વસ્તુ એવી છે કે જેનામાં તે હોય તેમણે સારી રીતે તેને વાપરવી. એટલે તેને જોઈ બીજાઓના મનપર અસર થશે કહેવત છે કે " **સોબત તેવી અસર.** " તે પ્રમાણે થયું છે અને થાય છે. માટે જો શ્રીમંત તથા સાધારણ સ્થીતિના લોક સુનીતિએ ચાલતા હશે તો ગરીબ લોકો તે પ્રમાણે ચાલશે. એમાં કંઈ શક નથી. કારણ કે ગ-

રીબ લોકોને ઘણું કરી સાધારણ લોકો સાથે વધારે સબંધ હોયછે. માટે સાધારણ લોકોમાં સુનીતિ હશે તો તેમનામાં આવ્યા વિના રહેશેજ નહીં. અને સાધારણ લોકોને શ્રીમંત સાથે લેવડ દેવડ થાય છે. માટે આ ઉપરથી માલુમ પડે છે કે પ્રથમ તો શ્રીમંત લોકોમાં વિદ્યા સુનીતિનો પ્રવેશ હોવો જોઈએ. પણ તેને બદલે આપણે મોટાને ઘેર-" માંકણ વળાતો જોઇએ છીએ. તો પછી બીજાઓની શી વાત કરીએ કહેવત છે કે " જેનો પાયો મજબુત નહીં તે ઇમારત શી રીતે ટકે " તે પ્રમાણે શ્રીમંત લોકોમાં જો સુનીતિનો પાયો મજબુત નહીં હોય તો બીજા લોકોમાં સુનીતિનો ગમે તેટલો પ્રવેશ થશે પણ તે ટકી રહેવાની નથી. ત્યારે કોઈ એમ કહેશે કે કોઈ ગરીબ માણસ રોજ શ્રીમંતને ઘેર જાય છે. વળી તે વેળા શ્રીમંત બીજી વાત નહીં કાઢતાં ઉંચા પ્રકારની રસોઇ કરીને ખાય છે. તો શું ? એ ગરીબ માણસ પેલા શ્રીમંતની સોબતથી પોતાને ઘેર રોજ ઉંચા પ્રકારની રસોઇ કરશે ? એનો જવાબ એવો છે કે જે કાર્યમાં પૈસા ખરચ થાય છે તેની અસર ગરીબના મનપર થતી નથી. અને થશેજ નહીં. પણ જે કાર્યમાં પૈસાની જરૂર પડતી નથી તેની અસર જલદી પ્રવેશ કરશે. જો શ્રીમંતને ચોરી કરતાં જોશે તો નક્કી તે ચોરી કરશે. કારણ કે તેમાં પૈસા ખરચ થવાના નથી. વળી પોતાના મનમાં એવું સમજશે કે ચોરી કરવામાં કંઇ હીણપત નથી. શ્રીમંતને શરમ નહીં તો પછી આપણને શાની શરમ છે ? એમ ધારી ચોરી તો કરશે. તેવીજ રીતે શ્રીમંત તથા સાધારણ લોકમાં સુનતિનો ભંગ થતો તેમના જોવામાં આવશે તો તે પણ સુનીતિનો ભંગ હે પ્રિય બાઇઓ

પ્રથમ તો શ્રીમંત તથા સાધારણ વર્ગના લોકોમાં સુનીતિનો પાયો પરિપક્વ હોવો જોઈએ. પરંતુ તેને બદલે હમેશાં તેમને ઘેર અનીતિના ભર્યા ભંડાર જોવામાં આવે છે તેનું કારણ એ કે જેમ હિંદુ તથા મુસલમાન કોમમાંથી ભાગ્યેજ કોઇ મુસલમાન તથા ખ્રિસ્તી થઇ જાય છે તેમ સરકારી નોકર સિવાયના બાકીની તમામ કોમના લોકોમાંથી ભાગ્યેજ કોઈ સુનીતિનો નાશ કરવાને ચહાતા હશે.

ત્યારે શું ભાઈ બધા લોકો હાલ સુનીતિ પાળેછે. તો પછી આપણામાં કેમ સુધારો થતો નથી? શું સરકારી નોકર સુનીતિ નથી પાળતા માટેજ દેશની ખરાબી થાયછે? અરે ભાઈ, જરા વિચાર કરો કે જાણે એક માણસ દશ એકર જમીન વાવેછે. હવે તેમાં તેને આ વરસમાં એક એકરમાં બિલકુલ પાક્યું નથી. ને બાકીના એકરમાં સંપૂર્ણ રીતે પાક્યું છે. તો શું? આપણી સરકાર તે માણસ પાસેથી એક એકરની વસુલ નહીં લે? ના. નહીં લે એમ તો કહેવાય નહીં, સરકાર તો લેશેજ. ત્યારે ભાઇ, જેઓ સુનીતિ જાણેછે, તેઓ સુનીતિ કરવા ચહાશે તો શું નહીં કરી શકે? હા ભાઈ, થઇ શકશે તો ખરી. પણ તેમાં એક અડચણ નડેછે તે એકે જેમ આગળના જુલમી પાદશાહોના હાથમાં પકડાએલા હિંદુઓમાંથી કોઇકજ મુસલમાન થયા વગર છુટી ગયો હશે. તેમજ હાલના સરકારી નોકરના સબંધમાં બીજા લોકો પડવાથી કોઇકજ સુનીતિનો ભંગ કર્યા વગર રહેતા હશે.

હવે કોઇ એવો સવાલ ઉઠાવશે કે બધા સરકારી નોકરથી આટલું ખરાબ પ[illegible] છે કે થોડાથી? તેનો જવાબ એ કે બધા

નોકરથી એમ અને તેમ હોઇ શકતું નથી. કારણ કે જે લોકો સરકારમાં નોકરી કરેછે તે જૂદા જૂદા માણસને ઘેર નોકર હોય તેમ સરકારના કામના વિભાગ ઉપરથી માલમ પડેછે. જેમકે રેવિન્યુ ખાતું-કેળવણી ખાતું-પોસ્ટ ખાતું-ઇજનેર ખાતું વગેરે જૂદાં જૂદાં ખાતાં પાડી સરકારે કામના વિભાગ પાડ્યા છે અને નોકરી કરનાર માણસોનાં નામ પણ અમુક ખાતામાં નોકરી કરેછે તે જણાવવાને માટે જૂદાંજૂદાં રાખેલાં છે. જેમકે તલાટી-મહેતાજી-પોસ્ટમાસ્તર વગેરે.

ત્યારે ભાઇ, એ બધા નોકરોમાંથી કયા નોકરો સાથે લોકોને વધારે સબંધ હશે? તેનો વિચાર કરતાં એમ જણાઇ આવે છે. કે મહેતાજી અને તલાટી, એ બેની સાથે લોકોને વધારે સબંધછે. જુઓ કે છોકરૂં બોલતાં ચાલતાં શીખ્યું કે તરતજ તેનાં માબાપ તે બાળકને મહેતાજીને સ્વાધિન કરેછે. અને તે છોકરૂં જ્યારે મોટું થઇ માણસ થાયછે, ત્યારે ઘણું ખરૂં રેવિન્યુ ખાતાના નોકરો સાથે વધારે કામ પડેછે. તેમાં ખેડુત વર્ગને તો પ્રથમ તલાટી સાથે ઘણું કામ પડેછે. અને દેશમાં ખેડૂત વર્ગની સંખ્યા ઘણી મોટી છે. માટે પ્રથમ ખેડુત વર્ગને સુધારવા એજ મુખ્ય હેતુ છે. હવે તેમને સુધારનાર મહેતાજી અને તલાટી એ બે છે. હવે તલાટી તો ગામના લોકોને સુધારવાને બદલે જાણે પોતે ગામનો પાદશાહ હોય તેવી રીતે અમલ ચલાવે છે. અને મહેતાજી આપણામાં ચાલતી કહેવત જે "મહેતો મારે નહીં ને ભણાવે નહીં". તે પ્રમાણે ગામના લોકોને સુબોધ દે નહીં અને આગળ ચલાવે નહીં, ત્યારે ભાઇઓ, મહેતાજી શા માટે ગામના લોકોને સુધારે નહીં, તેનાં કારણો ખુલ્લાં કરવાને માટેજ આ સંવાદ રચવો પડ્યોછે.

## મુખ્ય વિષય.

કોઇ એક ગામડામાં જીવરામ કરીને કોઇ તલાટી હતો, ને સુખદેવ કરીને મહેતાજી હતો. તે બેઉ જણે ગામમાં નોકરી કરતા હતા તેજ ગામના વતની નહોતા. તેથી તેમને નોકરીના વખતની બહાર પાસે બેસવાનું ઘણી વખત થતું. કારણ—જો વતની હોયતો સંસારના બીજા કામમાં રોકાયાથી તેમને વધારે વખત બેસવાનો મળે નહીં. પણ આતો "નવરા બેઠા નખોદ વાળે" એ કહેવત પ્રમાણે દરરોજ સાંજરે ભેગા બેસે, અને વિવિધ પ્રકારનો વાદવિવાદ કરી પોતાને મુકામે ચાલ્યા જાય.

હવે એક દિવસે સંધ્યાકાળે જીવરામ તલાટી બે ચાર માણસ સાથે સુમારે સાંજના ચાર વાગતાં ચોરા ઉપર બેસી ટંડા પહોરના ગપાટા મારતા હતા. તેવામાં સામેથી સુખદેવજીને આવતા જોઇ એકદમ જીવરામ બોલી ઉઠ્યા કે આવો, માસ્તર સાહેબ. પછી મહેતાજી બેસેછે. તલાટી નિત્યના નિયમ પ્રમાણે પાન સોપારી આપેછે, ત્યાર પછી મોં હલકું રાખીને સુખદેવને પુછેછે કે અરે સુખદેવજી, તમારે શો પગાર છે? સુખદેવ—પગાર રૂપિઆ પંદરનો છે. વારૂ, તમારો શો પગાર છે? જીવરામ—મનેતો મારા માપ પ્રમાણે મળેછે. મહેતાજી—તમારૂં માપ કેટલું હશે? તલાટી—મારૂં મોં ભરાય તેટલું. મહેતાજી તમારૂં મોં કેટલાથી ભરાતું હશે? તે મને માલમ પડતું નથી. તલાટી—એ વાતમાં તમે શું સમજો? તમેતો છોકરાં ભણાવ્યામાં સમજો બીજી વાતની તમને ખબર નહીં. મહેતાજી—તલાટીસાહેબ, એમ કેમ બોલોછો? તલાટી—તમારા હાથમાંથી મારે આગળ નહીંપ [illegible] કે મના લોક ઇનામ આપે નહીં, માટે ત-

મો મેં કેટલેથી ભરાય તે સમજતા નથી.

મહેતાજી–ત્યારે ઠીક. શું તમારી પાસે અમલ છે? તલાટી–હા. અ-મારી પાસે અમલ છે. મહેતાજી–ત્યારે શું મારી પાસે અમલ નથી? તલાટી–ના. જો તમારી પાસે અમલ હોયતો સામા બેઠેલા ભંગી-આને બોલાવો, અને કંઈપણ કામ બતાવો. જો તે આવે અને કા-મે જાય, તો તમારી પાસે અમલ છે એમ જણાય. પછી મહેતા-જી ભંગીઆને બોલાવેછે. અલ્યા ભંગીઆ, આહીં આવ. ભંગીએ જવાબ આપ્યો કે હમણાં મારે કામ છે, માટે ઘડી રહીને આવીશ.

તલાટીએ કહ્યું માસ્તર સાહેબ, જોયું કે નહીં. હવે જો તમે કહોતો હું બોલાવું. મહેતાજી–બોલાવો ત્યારે. તલાટી–અલ્યા ભંગી ક્યાં ગયો, આમ આવ. આવીયો શાબ, આવીયો. હા હુકમ. તલા-ટી–વરતણીઆને બોલાવ, કુંભારને બોલાવ, હજામને બોલાવ, જ-લદી બધાંને બોલાવી લાવ. ભંગીઓ–આ જાઉં શાબ. (એમ કહી જાયછે) પછી તલાટી–માસ્તર સાહેબ, આવો અમારા લોકનો અમ-લછે. તમારે તેમાંનું કંઇ છે? તમારે તો આ પ્રમાણે છે.

મનહરછંદ.

ઉદયથી આરત થતાં, લગી છ કલાક બારી,
કાહુ કાહુ કરી મુકે, છોકરાને છોકરી,
ઘડી ઘડી જોવું પડે, સહુ ભણનાર ભણી,
લડે વઢે ભાણે કોણ, ભાન ઉરમાં નરી;
માથાકુટ કરી કરી, ભણાવે બલાઇ નહીં,
એવીતો ઉતમ શોભે નિશાળની નોકરી;
ભોજન જેવું માન પાન

પામે કેદ્રસાં બગાડી, પ્રીત ક્ષય રોગની.

**મનહરછંદ.**

**મહેતાજી**—શાને સારૂ તલાટી તું આટલું ગુમાન ધરે,
બહુધા કરીને એવું તારી પાસ થાયછે;
મારે ત્યાં છોકરાં તો, તારે ત્યાં માબાપ તેનાં,
કળા છળ કરવાને ઘણાં જ્ને ભરાય છે;
તને લોકો બોલાવેછે, આવોજી આવોજી કહી,
તેમ મને મે'તાજી મે'-તાજી કહી ધાય છે;
સ્વારથ જાણીને સહુ, તને સનમાન આપે,
સ્વારથ વગર સહુ, મારા ગુણ ગાયછે.

**તલાટી**—એ બધું તો ખરૂં, પણ અમારોનો આગલ કહેવાય.

**મહેતાજી**—તલાટી સાહેબ, એ કંઇ તમારો આગલ કહેવાય નહીં. કારણ-કે અમારી નિશાળમાં જે જે છોકરાઓ ભણેછે. તેમાં-ના કોઇ છોકરાને અમે ખવરાવી પીવરાવી મોટા કર્યા નથી; તેમને ઉછેરનાર તેમનાં માબાપ છે. પરંતુ તેમને પોતાના ભવિષ્યના સુ-ખને અર્થે ભણવું પડેછે. અને તે ભણાવનાર માટે સૌ છોકરાં પો-તાના માબાપનું કહ્યું ઝટ નહીં કરતાં મહેતાજીનું કહ્યું કરેછે, તેવી-જ રીતે એ ઉપર કહેલા લોકોને પેટને માટે સરકારી નોકરી કર-વી પડેછે. પણ એ નોકરી તમારા હાથ નીચે રહી બજાવવી પડે છે, એટલે તેઓ તમારૂં કામ કરેછે; નહીં તો કરે નહીં. વળી જેમ છોકરાના મનમાં એવી ધાસ્તી રહેછે કે જો હું મહેતાજીનું કામ ના-હીં કરૂંનો મને ... ભણાવશે નહીં; અને વખતે મને મારશે પણ ખરા.

સમજે કે જો આપણે તલાટી-

કામ નહીં કરીએ તો સરકારમાં હરકોઇ બાબત જુઠી લખી આપણને નોકરીમાંથી કઢાવશે. એવી બ્હીક છે માટેજ બીચારા ભોળા લોક તમારો પડતો બોલ ઝીલેછે. એવામાં ભંગીઓ બધાને બોલાવીને આવ્યો, અને બોલ્યો કે શાબ બધાં જ્યા.

તલાટી—(ભંગીઆને) ઢેડને બોલાવ કે લાકડાં લાવે. પછી ભંગીઓ જાયછે. કુંભાર પાસે પાણી મંગાવેછે. કુંભાર પાણી ભરી લાવેછે. હજામ ન્હાવાને પાણી મૂકેછે; સારી પેઠે ચોળીને નવડાવેછે; સાંજરે પગ ચાંપવા પણ આવેછે.

હવે આ પ્રમાણે તલાટીને વૈભવ ભોગવતા જોઈને પેલા મહેતાજીને પણ મનમાં એમ આવ્યું કે મને પણ આ બાયલા કેળવણી ખાતામાંથી રેવિન્યુ ખાતામાં નોકરી મળેતો સારૂં. એમ વિચાર કરતાં કરતાં તલાટીની પાસેથી ઉઠીને બીજાને ત્યાં બેસવા જતા હતા. તેવામાં સામે એક ઢેડો માથે લાકડાનો ભારો મૂકી આવતો હતો. તેને રસ્તે જનાર એક માણસે પૂછ્યું કે ચાલ્યા દીપલા ઢેડા, આ લાકડાં ક્યાં લેઈ જાયછે? ઢેડો બોલ્યો હમારા મેંતાશાબને બાળવા. આ વચન સાંભળી પેલા સુખદેવજીનો વિચાર પાછો ફરી ગયો, અને વિદ્યાગુરૂના ધંધામાંજ સારૂંછે એમ લાગ્યું. પણ થોડા દિવસ પછી વળી જીવરામ તલાટીને કોઈ રજપૂતે સો રૂપીયા ઇનામ આપ્યું. તે જોઇને વળી મહેતાજીનો જીવ ફરી ગયો. અને પોતાના મન સાથે નક્કી કર્યું કે હવે તો જરૂર આ ખાતામાં રહેવું નહીં. આવા વિચારમાં ને વિચારમાં તે મહેતાજીનો જીવ નિરાશ થઈ ગયો.

આ પ્રમાણે તે મહેતા[illegible] એ હતું કે

મહેતાજી કાચા દીલનો માણસ હતો. કાચા દીલનો એટલે આપણામાં ચાલતી કહેવત જે "એક પગ દહીંમાં અને એક પગ દૂધમાં" એ પ્રમાણે તે મહેતાજી ઘડીમાં તલાટીની નોકરી પસંદ કરે અને ઘડીમાં મહેતાજીની નોકરી પસંદ કરે. આવા કાચા દીલના માણસો ઘણા જોવામાં આવેછે. કારણ કે હાલમાં જે જે માણસો વિદ્યા ગુરૂનો ધંધો લેઇ બેઠાછે. તેઓ પોતાના ધંધાનું ખરૂં મહત્વ સમજતા નથી. પરંતુ પેટને સારૂ પગાર માટે માથા ઉતાર કામ કરેછે.

હવે મહેતાજી પોતાના ધંધાનું ખરૂં મહત્વ શામાટે નહીં સમજતા હોય? તેનો વિચાર કરવા બેશીએ તો ઘણાં કારણો આપણા જોવામાં આવે.

૧ પહેલું એ કે જે લોકો વિદ્યા ગુરૂનો ધંધો કરે છે તેઓ પ્રથમ વિદ્યા ગરૂના ધંધાને યોગ્ય થવાને જેટલું જ્ઞાન જોઇએ તેટલું સંપૂર્ણ રીતે મેળવી શકતા નથી. અને કદાપિ કોઇ મહેતાજીએ સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હશે તો તે જ્ઞાનનો ઉપયોગ કરતો નહીં હોય. કારણ હાલમાં સરકારે મહેતાજીઓના પગારમાં વધારો ઘટાડો કરવાને છોકરાઓનો અભ્યાસ અને સંખ્યા ઉપર એલાઉંસ ઠરાવ્યું છે. આવા ખરાબ ધારાથી દરેક મહેતાજી પગાર વધારવાને માટે છોકરાઓને મારી મારીને સઘળા વિષયો ગોખાવીને મોઢે તૈયાર કરાવે છે. પણ તે વિષયો બીલકુલ સમજાવતા નથી. એટલે જે વિષયોમાં સુનીતિ વિષે પાઠો આપેલા છે, તે પાઠોમાંનું કંઇ પણ જ્ઞાન ભણનારના મનપર અસર કરતું નથી. એટલે સરકારનો મુખ્ય હેતુ જે લોકોને સુનીતિ આપવા તે હેતુ નિષ્ફળ જાય છે.

૨ જો ... કે ઘણા ખરા મહેતાજીઓ

પોતાના વતનમાં અથવા વતનની પાસે નોકરી કરે છે. તેથી તેમનો જીવ પોતાના ધંધા ઉપર ટકી શકતો નથી. અને સરકારની ચોરી કરી સંસારીક કાર્યમાં મગ્ન્યા રહે છે; તેથી છોકરાઓને બરાબર ભણાવી જાણતા નથી, તો પછી બીજાઓને તો સુબોધ ક્યાંથીજ દે ? આવી રીતે દરેક ખાતાના નોકરોને વતનની પાસે અગર વતનમાં જગો આપ્યાથી સરકારને થોડું ઘણું નુકશાન છે. પણ ઉંડો વિચાર કરતાં તેમાં નોકરી કરવાને ઘણું જોખમ માલમ પડે છે. કારણ–વતનમાં રહે અને સંસારીક રીતભાત બજાવે નહીં તો લોકોને માઠું લાગે, અને લોકોને માઠું ન લગાડે તો કોઇ વખત સરકારના સપાટામાં આવી જાય તો નોકરીમાંથી બરતરફ થાય. અગર નોકરીમાં કંઇ પણ નુકસાન પહોચે માટે સરકારી નોકરને તો ચાલતી કહેવત જે " ડુંગરા દૂરથી રળીઆમણા. " તે પ્રમાણે વતનથી વેગળા રહેવામાં સુખ છે.

વળી ત્રીજું કારણ એમ જણાય છે કે હાલમાં નિશાળો તપાસનાર એવી રીતે નિશાળ તપાસે છે કે તેઓની પરીક્ષાવડે સારા મહેતાજી પણ પોતાની મહેનતનું ફળ મેળવી શકતો નથી. આવી રીતે ઘણી વાર જોવામાં આવે છે. એટલે સારા મહેતાજીઓની ઉમેદ પણ ભંગ થઇ જાય છે.

ચોથું કારણ એ છે જે આ દેશના લોકો ધર્મ ગુરૂને તથા હરકોઇ ખાતાવાળાને જેવું માન આપેછે તેવું માન વિદ્યા ગુરૂને આપતા નથી. એટલુંજ નહીં પણ ઉલટા કેટલાક મૂરખ લોક વિદ્યા ગુરૂને હેરાન કરેછે. તેનું કારણ એજ છે કે વિલાયતની પેઠે આ દેશમાં વિદ્યાગુરૂ થવું [illegible] કોઇ સમ-

જતા નથી. સારી રીતે વિચાર કરતાં મગજ પડશે કે જો મોટા મો-ટા વિદ્યાગુરૂઓ આ દેશમાં ન થયા હોત તો હાલના સમયમાં જે મોટી મોટી જગો મેળવી છે, તથા મેળવે છે; તે ક્યાંથી બનત ? માટે સર્વ ધંધાનું બીજ વિદ્યાગુરૂનો ધંધો છે. એવું કહેવાને હું લગાર પણ આચકો ખાતો નથી.

હવે ઉપર કહેલો સુખદેવ મહેતાજી પોતાને ઘેર નિરાશ થઇને બેઠેલો છે. તેવામાં કોઈ એક રામચંદ્ર કરીને ન્યાયાધીશ તેને ઘેર આવ્યો. તેમને પાણી પાયું, પાન-તમાકું-સોપારી, એલચી વગેરે આપીને ક્ષેમ કુશળની ખબર પૂછી. વાત કરતાં એ ન્યાયાધીશને લાગ્યું કે આ મહેતાજીનો જીવ આજ ઉદાસ લાગે છે. માટે હું પુછીને ખાતરી કરૂં કે શા કારણથી તેમ બન્યું છે. રામચંદ્ર-મારતર સાહેબ, કેમ આજ તમારો જીવ શોકાતુર દીસે છે. મહેતાજી-કંઇ નહીં સાહેબ. રામચંદ્ર-મહેરબાન કહો તો ખરા. મહેતાજી-તમોને કહેવાથી તેનો ખુલાસો મળે તેમ નથી. રામચંદ્ર-અરે મારા સાહે-બ, કહ્યાવગર તે શી ખબર પડે. પણ જો મને કહો તો બનતી મ-હેનત લઈ તમારા કામનો ખુલાસો કરૂં. મહેતાજી-બીજું તો કંઈ નથી. પણ બે દિવસથી મારે પેલા જીવરામ તલાટી સાથે તકરાર ચાલે છે. ન્યાયાધીસ-શી બાબતની તકરાર ચાલે છે ? મહેતાજી—અમારે વાત કરતાં કરતાં બે ચાર દિવસથી એવી તકરાર ઉઠી છે કે જીવરામ કહે કે મારી પાસે અમલ છે, અને અમારો ધંધો સારો છે; અને હું એમ કહેતો હતો કે મ્હારો ધંધો સારો છે પણ હવે મને માલમ પડ્યું...કે મહેતાજીના ધંધામાં કંઈ માલ નથી. રામ-ચંદ્ર-શામાટે ?

મહેતાજી-મને તલાટીએ

ઘણી ઘણી તરેહની હકીકત કહી, તેના મેં જવાબ તો સારા આ-
પ્યા, તે છતાં મારા મનમાં ખરો વિચાર આવે છે તે કહું છું.

**રામચંદ્ર**—તમારે તલાટી સાથે શા સવાલ જવાબ થયા ?

**મહેતાજી**—પ્રથમ મને તલાટીએ કહ્યું કે.

### વસંતતિલકા છંદ.

**તલાટી**—કેવો દિસે અમલ આ વખતે અમારો,
ધારૂં કદાપિ સહુને કરૂં દાસ મારો;
માને નહીં હુકમ જો લગીરે તમારો,
ધંધો મહા વકીલ શી રીતનો તમારો.

**મહેતાજી**—છોડો તમે અમલની બહુરે બડાઈ,
માને નિરાશ થઈ શું વડી એ વડાઈ;
ગુણો ઘણા સરસ જો ગુરૂમાં જણાશે,
તેથી વકીલ જગમાં ગુરૂઓ ગણાશે.

**તલાટી**—લુખ્ખું મને સરવ લોક ન ધાન આપે,
શાકે સદા નવનવાં દુધ લાવિ આપે;
આપે વળી જરતણી બહુ પોટલીરે,
ખાવું જમું સુખ થકી રસ રોટલીરે.

**મહેતાજી**—આવ્યા દિસે નહિ ઘરે દુધ શાક પાણી,
બોલે નહિં ઉલટની કહિ શુભ વાણી;
નાખે તને હરખથી ફળભાગ ભારી,
આપે મને હરખથી ભુજ ભેટ સારી.

**તલાટી**—મૂકો હવે મન [illegible]
ઝાંઝું ન [illegible]

થાકી જશે મગજ બાળકને ભણાવી,
વાંચો નહીં વિવિધ પુસ્તકને અભણાવાં.
**મહેતાજી**—પાડું હું તો મગજ શાંત કરી ફરીને,
વાંચું પુસ્તક પછી કરમાં ધરીને;
જે જે કરી ગુરૂજ આળસુ વ્યસન ભારે,
તેને કદી વખત તો ન મળે લગારે.

આ ધંધામાં માથાકુટ કરી કરીને મરી જાય તોપણ પૈસો ભેગો થાય નહીં વખતે ગાડી બળદનો ખપ પડે તો ગામના કોઈ લોક વેળાસર આપે નહીં; હજામને પૈસા આપ્યા છતાં પણ આઠ દહાડે હજામત કરવા આવે નહીં; અને ઢેડા ભંગી ના જેવા નીચ લોકો પણ હમારૂં કામ કરે નહીં. અને તલાટીને લોકો જલદીથી જે માગે છે તે આપે છે. અને તેજ કારણથી મને આજ સંતાપ થયો છે. રામચંદ્ર—ભાઇ સુખદેવજી એ બે ધંધામાંથી ઉત્તમ ધંધો કયો છે તે પહેલાં હું પ્રત્યક્ષ રીતે નહીં કહેતાં એમજ કહું છું કે જે ધંધામાંથી આપણું પોષણ થાય તે ધંધો ઉત્તમ કહેવાય. પણ પ્રત્યક્ષ રીતે ઉત્તમ ધંધો કયો છે તે જો જાણવાની મરજી હોય તો મારી સાથે મુસાફરી કરવા આવજો. મહેતાજી—સારૂં બીજે દિવસે આચાર્યાચીશ આવ્યો, અને મહેતાજીને સાથે લેઈ મુસાફરી કરવા ચાલ્યા. જતાં જતાં રસ્તામાં એક ગાડાવાળો ગાડું છોડીને બેઠો હતો. ત્યાં જઇને ગાડાવાળાને પુછ્યું, અરે ગાડીવાન, તમે અહીં રસ્તામાં ગાડું છોડીને કેમ બેઠાછો ? ગાડીવાને જવાબ આપ્યો કે અમારા મેતાશાબ અહીં આવ્યા છે. તમને ઘેર મૂકવા જવાનો વારો —ચેધલો બળદને પાણી પાવા
આજ રોજ

ગયોસે, તે બળદ લેઇને આવે તો મેંતાશાબને મુકીઆવીએ. ન્યાયાધીશ–તમે આજ ના જાવ તો હરકત છે? પટેલ–હા શાબ, અમોને તો મારી નાંખે. ન્યાયાધીશ–શા સારૂં મારે? પટેલ–હુંકરીઓ ભા, કીધું અમારા કમનશીબે આ ગામમાં નશાળ નહીં. એટલે "ઉજડ ગામમાં એરંડો પ્રધાન" એ પ્રમાણે મેંતાશાબ અમલ ચલાવે છે. પણ જે ગામમાં નશાળો તે ગામમાં મેંતાશાબનું ટટ્ટુ ચાલતું નથી.

પછી જે ગામમાં ઘણાં વરસથી નિશાળ હતી ત્યાં એઉ જણ જઈ પહોચ્યા. તે વખતે એક પટેલને તલાટી ચોરા આગળ બોલાવીને કહેતો હતો કે જલદી ત્હારૂં ગાડું લાવ, પટેલે કહ્યું શું કામ છે? તલાટી–તાલુકે જવું છે. પટેલે કહ્યું તાલુકે જાવાનો જાવ, નહીંતો અહીં બેશી રહો. અમે કંઇ તમોને ગાડી બળદ આપનાર નથી. સરકારનો કંઈ હુકમ નથી કે ગાડું બળદ આપવા. તલાટી–સારૂં. હમણાં તો જાવ. પટેલ–આ જાઉંછું. એમ કહી ગયા. ને તલાટી વીલે મોંઢે બેશી રહ્યા. એવામાં થોડીવારે એજ પટેલને ત્યાં મહેતાજી તરફથી ગાડું લેવાને છોકરાને મોકલ્યો ત્યારે પટેલે તુરત આપ્યું.

પછી રામચંદ્રે પેલા પટેલને પૂછ્યું કે તમે ગામના તલાટીને ગાડું ન આપ્યું ને મહેતાજીને કેમ આપ્યું? પટેલ–તલાટીતો પગાર ખાયછે. રામચંદ્ર–ત્યારે મહેતાજી પગાર નથી ખાતો? પટેલ–પગારતો ખાયછે. પણ એ અમારા લોકનું ભલું કરેછે. અને જીવતાસુધી તેમને સંભારીએ તેવી વસ્તુ જે "ભણતર" તે અમોને આપેછે. અને તલાટી તો વખતે નુકસાન કરેછે. ત્યારે રામચંદ્ર–આજે ગાડું ના આપ્યું તો તમને દુઃખ નહીં દે? પટેલ– ... ને હવે જતી રહી. હવે તો અમે ભણીને જા... ... ને એક શાહ સરખા પણ ખા...

પીએ; પણ હુકમથી આપીએ નહીં. પછી ન્યાયાધીશ—જોયું માસ્તર સાહેબ, લોકો કોને વખાણેછે ને કોને તિરસ્કાર કરેછે. મહેતાજી—બાપ હવે હું સમજ્યો કે ઘણો ખરો જશતો મહેતાજીને મળેછે. રામચંદ્ર—વારૂ એ વગર બીજો ફાયદો માલમ પડેછે? મહેતાજી—વળી બીજો ફાયદો કયોછે? રામચંદ્ર—બીજો ફાયદો એકે મહેતાજી ધારેતો લગારે જૂઠું બોલી શકે નહીં તેથી તેમનું પોતાનું કલ્યાણ થવાનો રસ્તોછે. પણ તલાટીને તો જુઠું બોલ્યા વગર ચાલેજ નહીં. વળી ત્રીજો ફાયદો એછે કે જે મહેતાજી પોતાના પગારના પ્રમાણ કરતાં વધારે મહેનત લેઈ છોકરાંને ભણાવે તો તે વધારાની વિદ્યાદાન આપ્યું એમ ગણાય. જેમ લોકો અન્નદાન, વસ્ત્રદાન, ગૌદાન વગેરે દાન આપેછે તેમ એ પણ વિદ્યાગુરૂ એક દાન આપેછે. અને તે સર્વ દાન કરતાં શ્રેષ્ટ છે. કારણ કે ઉપર દાનમાં આપેલી વસ્તું ઘણા દિવસ ચાલતી નથી પણ જે વિદ્યારૂપી અમુલ્ય ચીજ આપી હોયછે તે જીવતા સુધી પહોચેછે. ને પોતાના ધંધામાં ફળદાયક થાયછે ફક્ત એ ધંધામાં તલાટી કરતાં દેખીતું નુકશાન એછે જે પૈસા સંબંધી તુરત ફાયદો થતો નથી. પણ લાંબી મુદતે તેને પોતાની મહેનતનું ફળ મળેછે. માટે મારા ધાર્યા પ્રમાણે મહેતાજીનો ધંધો સર્વ ધંધા કરતાં પરોક્ષ રીતે ઘણો સારો છે.

જો કોઇ મહેતાજીને પોતાનો ધંધો અપ્રસંન લાગતો હોયતો તે ભાઇને મારૂં એજ કહેવુંછે કે તમારી પેઠે બધા મહેતાજીઓ પોતાનો ધંધો છોડવાને ધારશે તો તેમને એથી સારો ઉત્તમ ધંધો કયો મળનાર છે? ભાઇ વિચાર કરો, જો બધા પાલખીમાં બેસે તો ઉચકે કોણ? દુનિયામાં બધા શ્રીમંત હોયતો ખેતી જેવું મજુરીનું કામ [illegible] ધંધામાં આપણને માહીતી આ-
[illegible] પરમેશ્વર આપણા ઉ-

પર રાજી રહેશે. ને સુખ શાંતી આપશે.

સર્વ મહેતાજીઓને મારી એટલી ભલામણ છે કે પોતપોતાનો ધંધો ખરી નિષ્ઠાથી કરશો તો તેમાં તમારૂં કલ્યાણ થશે, વળી દેશનું કલ્યાણ થશે; સરકારનું કલ્યાણ થશે. માટે આવો ફાયદો કોઈ મહેતાજીએ જવા દેવો નહીં. પછી ન્યાયાધિશ ઘેર ગયા. ને સુખદેવના મનમા જે ભ્રમણા હતી તે જતી રહી.

આ સવાદ દરેક મહેતાજી વાંચેતો તેમને પોતાનો ધંધો સર્વોત્કૃષ્ટ લાગે, અને નિપુણતાથી કામ કરેતો પછી લોકોમાં સુનિતી વધે ને દેશમાં સુધારો થાય.

આ સંવાદ વાંચીને કેટલાક તલાટી ભાઈઓ એવો સાર લેશે કે ફક્ત આ સંવાદમાં તલાટીના ધંધાની નીંદા કરેલીછે; અને મહેતાજીના ધંધાની બડાઇ હાંકી છે. પરંતુ ધ્યાન દેઇને વાંચેથી સારાંશ એ નીકળશે કે કોઇ પણ મહેતાજી અને તલાટીએ પોતાનો ધંધો સર્વોત્કૃષ્ટ છે એવુ અભિમાન લોકોમાં જાહેર કરવું નહીં, પણ તેવું અભિમાન મનમાં રાખી ડહાપણ-વિવેક-સત્યતા-સદ્વિચાર ધારણ કરી પોતાના ધંધામાં ઈશ્વર ઉપર આધાર રાખી સાચોપ્રેમ દર્શાવવો. જો પોતે પોતાનો ધંધો નિષ્કપટથી બજાવશો તો તેમાં પોતાનું-પોતાનાં બાળબચ્ચાંનું. સ્વદેશનુ ને સરકારનું ભલું થશે.

હે પરમેશ્વર હું તારી પાસે એટલું માગુંછે કે આ સંવાદ જે કોઇ વાંચે તેમના મનમાં સુનીતિનું મુળ સજ્જડ રોપાય તેવી મતી આપજે.

---

# જાહેર ખબર.

"વિવિધ જ્ઞાનનો સારાંશ ભાગ ૨ જો." આ નામની ચોપડી હવે પછી બહાર પાડવાનો હેતુ છે. તેમાં ઓછામાં ઓછા ૫૦ વિષયનો સમાવેશ થશે. જગાની સંકોચને લીધે વિષયોની ટીપ આપી નથી. પરંતુ એટલુંજ કહુંછું કે એ ચોપડી પ્રથમ ભાગ કરતાં વધારે રસીક અને ઉપયોગી થઇ પડે તેવી તજવીજ કરવામાં આવશે. તેનું કદ ઓછામાં ઓછું રેયલ ૧૬ પેજી ૮ ફરમાનું થશે. દર નકલની કીંમત અગાઉથી રૂ૦-૫-૦ પડશે, ને પાછળથી રૂ૦-૮-૦ પડશે. પોસ્ટેજ માફ.

ઓછામાં ઓછાં પંદરસે નકલનાં આહક થશે તોજ ચોપડી છપાવવામાં આવશે. જેઓને રાખવાની ખુશી હોય તેમણે પોતાનું નામ નકલ અને ચોકસ ઠેકાણું નીચેના સરનામે લખી મોકલવું.

**લી. મહાસુખરામ નરસિંહરામ ભટ્ટ.**

મોજે બોદર તાલુકે જંબુસરની સ. ગુ. નિ. મેહેતાજી.

નીચે લખેલે ઠેકાણેથી આ ચોપડી રોકડી કીંમતે મળશે.

**અમદાવાદ**—રા. દલસુખ હરગોવન ઠે. માંડવીની પોળ.
**નડીઆદ**—રા. મહાસુખરામ પ્રાણનાથ સ. ગુ. નિ.
**સુરત**—જોશી અંબાલાલ દામોદર ગોપીપરામાં.
**ગોધરા**—રા. જેઠાલાલ પુંજારામ.
**જંબુસર**—રા. રા. ત્રીભોવન જગજીવન. નં. પેલાની નિ.
**બોદર**—કર્તા પાસેથી.
**કપડવણજ**—ત્રવાડી રાધેકૃષ્ણ દોલતરામ તથા ભટ. દોલતરામ નરસીંહરામ. હનુમાનવાળી પોળ.
**કલ્યાણી** ભટ. પરસોતમ નરસીરામ ઠે. બજારમાં.

---